શ્રી

# મધુર—ચંદ્ર

## નાટકનો સાર અને ગાયનો

પ્રયોજક, અને પ્રકાશક,

રામનારાયણ મોહનલાલ પાઠક

---

રજીસ્ટર્ડ

---

વિક્રમાર્ક ૧૯૬૯, ઈ. સ. ૧૯૧૩

---

મુલ્ય બે આના

# સુચના

કાયદા પ્રમાણે રજીસ્ટર્ડ કરાવી પ્રસ્તુત નાટકના સ.
અધિકારો લેખકે પોતાને સ્વાધીન રાખ્યા છે
માટે લેખીત પરવાનગી શિવાય આ
નાટક કોઇએ છપાવવું કિંવા
ભજવવું નહી.

---

મુંબઇ
૧૬ ૯-૧૩

લેખક,
આર. એમ. પાઠક.

# ખેલનાં મુખ્ય પાત્રો

## પુરૂષ વર્ગ.

| | | |
|---|---|---|
| વિજયસેન | ... ... | વિજયનગરનો રાજા |
| ચંદ્રકુમાર | ... ... | વિજયનગરનો નવો દીવાન |
| ક્રૂરસિંહ | ... ... | વિજયસેનનો પિત્રાઇ ભાઈ |
| મલબારી | ... ... | એક વકીલ |
| જંગબારી | ... ... | એક વેપારી. મલબારીનો જમાઈ |
| ભાણીઓ | ... ... | જંગબારીનો ભત્રીજો |

## સ્ત્રી વર્ગ,

| | | |
|---|---|---|
| મધુરબાળા | ... ... | ચંદ્રકુમારની પત્ની |
| ભાનુમતી | ... . | વિજયસેનની રાણી |
| સુશીલા | ... .. | ક્રૂરસિંહની સ્ત્રી |
| મેનાં | .. ... | વકીલની છોકરી, જંગબારીની સ્ત્રી |
| ગુલાબ | ... ... | જંગબારીની નવી મા |

શિવાય—ગુરૂ, દરબારી, વારાંગનાઓ, દાસ દાસીઓ, વિ. વિ.

**સ્થળ—વિજયનગર તથા નજીકનું જંગલ.**

શ્રી

# મધુર-ચંદ્ર નાટકની પ્રવેશવાર ટુંક સમજ

## અંક ૧ લો



### ઈશ સ્તવન

**પ્રવેશ ૧ લો**–વિજયસેનનો દરબાર વિજયસેન પોતાના રાજ્યારોહણના વાર્ષીક મહોત્સવ પ્રસંગે રાજ્યના મરહુમ પ્રધાનના પુત્ર ચંદ્ર કુમારને દીવાનની તથા પોતાના પિત્રાઇ ભાઈ ક્રુરસિંહને સૈન્યાધ્યક્ષની માનવંતી પદ્વી આપેછે. રાજ્યલોભની મલીન વાસનાથી ઘેરાઇ રહેલો ક્રુરસિંહ પોતાના વૈરીને પોતાનાથી ચડતા દરજ્જાનું માન મલતું જોઇ વધારે ઊશ્કેરાય છે અને કપટજાલ બીછાવવાનો વિચાર કરે છે.

**પ્રવેશ ૨ જો**–મહારાજાને મુબારક દિવસની વધાઇ દેવા મધુરબાળાને રાણીવાસમાં જતી જોઇને ક્રુરસિંહ પોતાની દુષ્ટ ઇચ્છાથી તેના પ્રેમની માગણી કરે છે. બન્ને વચ્ચે રકઝક થતાં પાસેના રાણીવાસમાંથી મહારાજા વિજયસેન ત્યાં આવેછે. પ્રપંચી ક્રુરસિંહ રાણીવાસમાં કોઇ દગાખોરનો પ્રવેશ ન થાય એટલા માટે રાજાને મધુરબાળાનું નામ ઠામ પુછી તેની ખાત્રી કરવા કહે છે. રાજા મધુરબાળાના મુખ દર્શનની હઠ કરે છે. અને ખાત્રી થતાં પોતાની ભુલ માટે પસ્તાય છે. આ તકનો લાભ લઇ ક્રુરસિંહ રાણીને તેડી લાવે છે. અને રાજાને તથા મધુરબાળાને વાતચીત કરતાં બતાવી રાણીના મનમાં એમ ઠસાવેછે કે

રાજાને મધુરબાળાપર પ્રેમ છે, રાણી વ્હેમથી ઊશ્કેરાય છે. અહીંથી ક્રુરસિંહના પ્રપંચની શરૂઆત થાય છે.

**પ્રવેશ ૩ જો**–કૉમીકઃ– પોતાના ઉપર થયેલા હુકમનામાની બજવણી માટે બેલીફને હાથતાલી દઇ ન્હાસભાગ કરતો જંગબારી, વકીલ મી૦ મલબારીના ઘરમાં આશરો લે છે. વકીલ બહાર ગયો છે. તેથી તેની છોકરી મેનાં આ નવા અસીલનું મન રાખવા તેનો આદરસત્કાર કરે છે. વાતચીતપરથી બન્ને એક બાજાં કુવારાં છે. એમ જાણે છે. જંગબારી પોતાને વારસા સર્ટીફીકટનો કેસ આપવો છે એમ ગપ્પ મારે છે. તેના ગપ્પ ઉપરથી મેનાને તેના તરફ પ્રેમ લાગણી થાય છે. વકીલ બ્હારથી આવે છે. કેસના ગોટાળા. કેસમાં વારસનાં નામ લખતાં જંગબારી વકીલનું મન જાણી લે છે. અને મેનાને પરણવાની યુક્તિ રચે છે.

**પ્રવેશ ૪ થો**–મધુરબાળા તથા સખીઓનો આનંદ. પોતાના પતિનું રાજ્ય તરફથી સારૂં સન્માન થયું જોઇ હેર્વઘેલી બનેલી મધુરબાળાનો ચંદ્રકુમાર સાથે પ્રેમાલાપ. ક્રુરસિંહ આવીને પ્રપંચથી એક સુખી સંસારમાં ઝેરનું બીજ રોપે છે. મધુરને તથા રાજાને પ્રેમ સંબંધ છે એ વાત સાંભળતાં ચંદ્રકુમાર ક્રોધવશ બને છે. અને મધુરને સાથે લઈ એક ઘોર પાપ કરવા રાજાના મ્હેલ તરફ જાય છે.

**પ્રવેશ ૫ મો**––ખુનપર ચડેલા ક્રુરસિંહના વિચાર સાંભળી સુશીલા તેને કંઇપણ પાપ ન કરવા વિનવે છે પણ તેનું કહેવું વ્યર્થ જાય છે. ક્રુરસિંહ રાજાનું ખુન કરવા ચંદ્રની પાછલ જાય છે. સત્ય ધરમાવલંબી સતી સુશીલા પોતાના સૌભાગ્યના કલ્યાણ અરથે રાજાને બચાવવાની ઇચ્છાથી પતિની પાછલ જાય છે.

**પ્રવેશ ૬ ઠ્ઠો**-કૉમીક:– જંગબારી પોતાને ભત્રીજી નથી તેથી ગભરાટમાં વિચાર કરતો હોયછે તેવામાં તેની નવીમા ગુલાબ આવી તેનાપર ચીડાય છે. બન્નેને તકરાર થાય છે. ગુલાબ તેનાપર ભરણુપોષણુનો દાવો કરવા જાય છે. પાછલથી મેનાંની યુકિતથી જંગબારી પોતાના ભત્રીજા ભાણીઆને સ્ત્રીનો વેશ પહેરાવી પોતાની ભત્રીજી તરીકે ઓળખાવવાનો ઠરાવ કરે છે. ભાણીઓ મેનાંને પરણવાની લાલચથી આ વાત કબુલ કરે છે ને સ્ત્રીવેશમાં વકીલને ત્યાં જાય છે.

**પ્રવેશ ૭ મો**–મધુરબાળાના મુખદરશનની પોતે કરેલી ભુલ માટે રાજા વિજયસેનને પસ્તાવો થાય છે. વિક્ષેપ થવાની ચીંતાથી તેને નિદ્રા પણ નથી આવતી ત્યાં ક્રૂરસિંહના પ્રપંચથી ચીડાઈ રહેલ રાણી વાતનો ભેદ જાણવા આવે છે. પણ રાજાને ચિંતાગ્રસ્ત જોઇ વાત ટુંકેથીજ પતાવે છે અને રાજાને શાંતી વળે એવા ઉપચાર કરી રાજા નિદ્રાવશ થતાંજ પાછી ચાલી જાય છે. પાછલથી ક્રૂરસિંહ, ચંદ્રકુમાર ત્થા મધુર રાજાનું ખુન કરવા માટે મહેલમાં દાખલ થાય છે. ક્રૂરસિંહ પહેરેગીર સાથે વાતમાં રોકાય છે. દરમીઆન ચંદ્રકુમાર રાજાને મધુરના હાથે ટુંકો કરાવવા યત્ન કરે છે. મધુરને ખુન કરવાનો યત્ન કરતાં જોઇ પહેરેગીર તેનાપર ધસે છે કે તરતજ ક્રૂરસિંહ પહેરેગીરને ઠાર કરે છે ને મધુર–ચંદ્રને ગુન્હેગાર તરીકે પકડી લે છે રાજા જાગી ઊઠતાં નજર સામે એક વિચિત્ર ચિત્ર જુએ છે.

# અંક બીજો.

**પ્રવેશ ૧ લો**–કૃરસિંહનો મધુરબાળાપર જુલમ. સતી જીવના જોખમે પણ શિયળ જાળવવા અડગ રહે છે, કુરસિંહ તેને મારવા તઇયાર થાય છે ત્યાં સુશીલા આવી ચડે છે. વખતનો લાભ લઈ મધુર બાળા ન્હાસી છુટે છે. કૃરસિંહ તથા સુશીલા વચ્ચે સખત તકરાર થાય છે. ન્યાયમાર્ગી સુશીલા નિર્દોષને બચાવી પોતાનું સૌભાગ્ય અખંડ રાખવા માટે પતિથી વિરૂદ્ધ વર્તવાની પ્રતિજ્ઞા કરે છે. કુરસિંહ તેને મારી નાંખવા તઇયાર થાય છે. એટલામાં મધુરબાળા સંબંધી હકીકત પુછવા રાણી ભાનુમતી આવી ચડેછે. પ્રપંચી એક નવો પ્રપંચ રમેછે અને રાણીના વ્હેમનો વધારો કરે છે. રાણી ચંદ્રકુમારના વધનો હુકમ લખાવી આપવા કૃરસિંહને લઇને જાય છે. પાછલથી સુશીલા પોતાના પતિનાં હથીઆરમાં દગો કરી ચંદ્રકુમારને છુટો કરવા કેદખાના તરફ જાયછે.

**પ્રવેશ ૨ જો**–કૅામીક–વકીલ મી. મલબારી, જંગબારીની ભત્રીજીની રાહ જુએછે ત્યાં ગુલાબ આવે છે. વકીલ તેનાપર મોહીત થાય છે. બન્ને વચ્ચે પ્રેમ વિનોદ ચાલતો હોય છે તેવામાં જંગબારી, મેના તથા ભાણી ( ભાણીઓ ) આવે છે. બધાના અરસ્પરસ ગોટાલા.

**પ્રવેશ ૩ જો**–બંદીવાન હાલતથી દુ:ખી થતા ચંદ્રકુમારને સુશીલા આશ્વાસન આપી તેને તેની ભુલ સમજાવે છે, તેટલામાં કૃરસિંહ આવે છે. ચંદ્રકુમારનો કૃરસિંહ સાથે નીતિ ભર્યો સંવાદ. કૃરસિંહ ચીડાઇને રાજાએ આપેલ હુકમ મુજબ તેનો વધ કરવા તૈયાર થાય છે. સુશીલા ચંદ્રને બચાવી લેછે ને છુટો કરે છે.

**પ્રવેશ ૪ થો**–કૉમીક–મલબારી તથા ભાણીની (ભાણીઓ) ગમ્મત ભાણી (ભાણો) પરણવાનું કબુલ નથી કરતી તેથી તેને મનાવવા જંગબારી ચાબુકનો ઉપયોગ કરે છે. ગુલાબ સપાટામાં આવી જાય છે ને બ્હીકથી ન્હાસી જાયછે. ભાણી (ભાણો) પણ માર પડવાની બ્હીકથી પરણવાનું કબુલ કરે છે.

**પ્રવેશ ૫ મો**–ક્રૂરસિંહના પંજામાંથી છુટી એક યોગીના આશ્રમ માં રહેલી મધુરબાળા પિયુ વિરહથી મુંઝાઈ પ્રાણ ત્યાગ કરવા તઇયાર થાય છે. યોગી તેમ કરતાં તેને અટકાવે છે અને ઇચ્છીત મળવાનો આશીર્વાદ આપે છે. પાછળથી બંદીખાનામાંથી છુટી પોતાની ભયંકર ભુલનો પશ્ચાતાપ કરતો ચંદ્રકુમાર અહિં આવી ચડે છે. દંપતી મેલાપ. એક અતીવ હૃદય ભેદક પ્રસંગ.

**પ્રવેશ ૬ ઠો**–રાજ્યમાં થતા પ્રપંચોનું કારણ ન સમજતાં રાજા મુંઝાયછે. ગુન્હેગારને બંદીખાનામાંથી છોડાવનારનો પત્તો મેળવવા રાજા ક્રૂરસિંહને કહેછે. સુશીલા જાતે હાજર થઇ એ ગુન્હેગાર પોતે છે એમ જાહેર કરેછે. અને એક માસની મુદતે ગુન્હેગારને હાજર કરવાની શરત કરી ન્યાય મેળવવાની અરજ કરેછે. ત્યાં રાણી આવે છે. પાપી ક્રૂરસિંહ વળી નવો પ્રપંચ રમે છે. વ્હેમથી ઉશ્કેરાઈ ગયેલી રાણી રાજા ને ઘણાં અયોગ્ય વચનો કહે છે. રાણી બોલવાની હદ મૂકે છે ત્યારે રાજા તેને મારવા ગોળી છોડેછે. સુશીલા યુક્તિથી એક દાસીને ગોળીનો ભોગ બનાવી રાણીને લઇ ન્હાસી જાય છે. ક્રૂરસિંહ રાજાને રાણીના ખુની તરીકે પકડી લે છે.



# અંક ત્રીજો.

**પ્રવેશ ૧ લો**-યોગીના આશ્રમમાં પતિને દુ:ખદ પ્રસંગે સતી તરફથી મળતો દીલાસો. ત્યાં રાણી તથા સુશીલા આવી પહોંચેછે. કેટલીક પ્રાસંગીક વાતચીત થયા બાદ સુશીલાનો એક વિશ્વાસુ માણસ રક્ષણનાં સાધન લઇને આવે છે અને રાજ્યની હકીકત કહેછે. રાણીના ખુનના ત્રાસથી રાજા ગાંડો થયો છે એ વાત જાણતાંજ ચંદ્રકુમાર બુદ્ધિનો ઉપયોગ કરે છે અને રાણીને તથા મધુરમાળાને ડાકટરના વેશમાં નગર તરફ વિદાય કરેછે. પાછળથી ક્રુરસિંહના માણસો ચંદ્રકુમારને પકડી જાય છે.

**પ્રવેશ ૨ જો**-રાજ્ય લોભી ક્રુરસિંહ, રાજાને ઝેરથી મારી નંખાવી રાજા થવાની ઇચ્છાથી, ડાકટર વેશમાં આવેલાં રાણી તથા મધુરમાળાને રાજાની સારવારમાં રોકે છે. અને પકડી લાવેલા ચંદ્રકુમારને ન્યાય થતાં સુધી કેદમાં રાખવાનો હુકમ કરીને પોતે રાજ્ય મહેલ તરફ જાય છે.

**પ્રવેશ ૩ જો**-ક્રુરસિંહના પ્રપંચથી રાણી પુરેપુરી માહીત થઈ છે અને ચાલુ વખતમાં ક્રુરસિંહને ફસાવવાની યુક્તિઓ તે રચે છે. ક્રુરસિંહ આવીને રાજાને ઝેરથી ટુંકો કરવા કહે છે. રાણીની યુક્તિથી ક્રુરસિંહ ઇનામ આપવા માટે લેખીત કરાર કરે છે. પોતાનો શીકાર ફસાયો જાણી, રાણી ખુશી થાય છે. ગાંડો રાજા. રાણીની હૃદયવેદના.

**પ્રવેશ ૪ થો**-કૉમીક-મેનાં તથા જંગબારી પોતાનાં લગ્ન થઇ ગયાં તેથી આનંદ મોજ છે. મલબારી એક ફરકો ફકડ થઈ ભાણીને (ભાણીઓ) પરણવા તઇયાર થઇને આવેછે. ભેદ ફુટી જાય છે. વકીલ મેનાનું મોઢું ન જોવાની પ્રતિજ્ઞા લઈ ચાલ્યો જાયછે, પ્રેમી જોડાનો આનંદ.

**પ્રવેશ ૫ મો**–કૃરસિંહ સુશીલાને મારી નાખવા તઈયાર થાયછે રાણી તેને પકડાવી લેછે, અને રાજાની તબીયત સુધરવાથી તથા પોતે પ્રપંચનો ભેદજાણી શકી તેથી ખુશી થાયછે.

**પ્રવેશ ૬ ઠો**–રાજ દરબાર–ગુન્હેગારોનો ન્યાય. નિર્દોષ ચંદ્રકુમાર ને તેની અસલ પદ્વી સોંપાય છે અને સુશીલાએ ચંદ્ર ઉપર કરેલા ઉપકારથી કૃરસિંહ બચી જાય છે. છેવટે આનંદ.

श्री

# મધુરચંદ્ર નાટકના ગાયનો

## અંક ૧ લો,

સુત્ર નટીઓ:— ૧

સરજનહાર સુખઆગાર વંદુ નેહે વિભુ વાર વાર
ભવભયહાર જગ કીરતાર મતિ દેજો શુભ વિમલસાર
જગતવંશ વિભુ અનંત યાચું કૃપા તુજ વિજયવંત
કૃતિ બનો સુખદ અપાર સર્વદા સુખદા
વિજય રતિ દેજો કીરતાર સદાય સદાય સદાય —સરજનહાર

બાળાઓ:— ૨

મહિમા છે મોટો સતીનો સાહેલડી
અમરાપુરીની અમર સુખ વેલડી (૨) -મહિમા
શીળવંતી પતિ તણા ચરણે ચીત રાખે
કુલવંતી મુખથી અસત્ય ન ભાખે
પતિના ગુણ ગાને સદા બને ઘેલડી (૩) —મહિમા
સ્વર્ગ સમો સુંદર બનાવે સંસારને
પુણ્યવતી પ્રમદાઓ પાળી સદાચારને
અજ્ઞાની શું જાણે બોરડાં કે કેલડી (૩) —મહિમા

દરબારી:- ૩

રહો અજર અમર રાજ
સૂર્ય ચંદ્ર સમ તપો તાજ
રિધ્ધિ સિધ્ધિ નવનિધિ પામો
રાજન સંકટ સર્વે વામો
પામો નિત્ય નવાં સુખસાજ—રહો
પાળો પ્રજા પ્રેમે ન્યાયે વિરામો
નિરમળ જશ દશે દિશ જામો
ન્યાયી ગરિબ નવાજ—રહો.

વારાંગના:— ૪

કામણગારી તારી કારી નયન કટાર
સાન ભાન ભુલી બની ઘેલી વૃજનાર ...... —કામણગારી
નયન ભરી નીરખે રતી વલ્લભ
સુંદરી રસ શંગાર......................... —કામણગારી
અધર સુધારસ યાચે અંબરથી
કોમળ કળી સુકુમ[illegible]......................—કામણગારી

મસ્ખરી:— ૫

પ્લીડર કેરા માડયા ધધા મોટા જગમાહી ખોટા
ઘર ઘર અંદર બન્યા કલંદર મોટા હા મોટા
ઘરના મોટા જગમાં ખોટા ગોટા છે મોટા
સઘળે છે પોલંપોલા ભારી
અગડં બગડંની યારી
કોર્ટે મારા મારી ભારી
જંગમાં પોઝીશનની બલીહારી
ગડબડ ગોટાથી યારી સાચાની ખ્વારી........... —પ્લીડર

૬

**મેના**—છોડો છોડોજી છબીલા છેલા રાખો કંઈ લાજ

**જંગ**—મીઠી મનગમતી મોંઘી માનુની પામ્યો હું આજ

**મેનાં**—છોડો જોશે કોઈ માનો મારૂ શાણા શીરતાજ

**જંગ**—(આવો આવો)

**મેનાં**—(જાઓ જાઓ)

**જંગ**—(ના ગભરાઓ)

**મેનાં**—(સીદ સતાવો)

**જંગ**—(ના તરસાવો)

**મેના**—ના શરમાવો)

**જંગ**—(માનો પ્યારી)

**મેના**—(અંતે હારી).......... . છોડોજી

**સખીઓ**:— ૭

બની ઠની આલી કયાં તું ચાલી ઉભી રહે ઉભી લગીર.
મુખ મલકાએ રસ છલકાયે અંગે આવડી શાને અધીર.
અંતર ડોલે ધીમું ધીમું સ્વેદે ભીંજાય શરીર.
નયનકુરંગી ચીતચતુરંગી ગુણીયલ ગુણગંભીર.

**મધુરાં**:—નવપલ્લવ ખાલી રહી વસંત જનામોઝાર
'મધુકર રસચુસી રહ્યા કુસુમ કળી અનુસાર

**સખી**:—ખીલી નવેલી તારી વસંત વેલી ઘેલી ઓ છાક છકેલી
ચીત ચળેલી કહે મન મેલી મળવા મોહનને બની ઘેલી—બ°

સખી;— ૮

વેવી વળી લળી વ્હાલથી રસભરી કેલી કરે વ્હાલથી.
ખેલે મન્મથનો મહોત્સવ અલી રંગે રમે લાલથી.
ચુંબનથી રસ હાસ્યથી પ્રીતસુધારેલી રહી વેલડી.
અંકે હેલી ઝીલી અમૃત તણી પોષે પિયુ ઘેલડી.

સખી:— ૯

સિત્કારે સ્મિત શોભતું પિયુ રતિ પીતાંજ નેત્રો ઢળે
અંગો થાય શીથીલ એ લખલખે ગાત્રો પ્રીતિમાં ગળે
શ્વાસે અંચલ ઉડતા મદનથી સેર્યાં હ્રદયની સરે
લસતાં લોચનીઆં મધુર હસતાં ચેષ્ટા નવી કંઈ કરે

સખીઓ:— ૧૦

મદઘેલી માનુંની માન મોંઘા મોહનને મનાવજે
રંગભોગી રસીઆને બ્હેન રસના પ્યાલા પીવરાવજે
હૈયે ઝુલાવજે —શાંતી સજાવજે
એ.....લ્હાવ લઇ લાખેણો દુનિયાં ડોલાવજે-મોંઘા
છોડ કેડો હારી હું તુંથી બાઈ.
બાઇ શાને કરે ચતુરાઇ.
જાણી મેં સફાઈ.
મધુર અધરામૃત પાને લોભાવજે—મોંઘા

મધુર:— ૧૧

નેહ નજરે નાર નિહાળી ભવસાગરથી તરજો
બામા ભવરણુ તારણુ શાણા શીખામણુ ઉર ધરજો

ગૃહણીથી ગ્રહરાજ્ય કરજો—નેહ
ગૃહની દેવી છે ગુણવંતી બાલા
ભામાભક્તિ પ્રીતિ દાનથી લાલા
વસ્ત્રાભૂષણ રીઝવવાના ચાળા
સઘળી સંપત એક સ્નેહમાં વ્હાલા
પ્રેમ તણા પંથે વિચરજો—નેહ

મધુરઃ— ૧૨

જાઓ જાઓ રસીકરાજ શાને સતાવો ?
છેલો ઘેલા શાને થાઓ ?—જાઓ.
છોડો છેડો મારો મુકો કેડો હવે
જાઓ કંઇ શરમાઓ—જાઓ.
ચંદ્ર—રામા રસીલી પ્રીતિ રસ પાઓ.
મધુર—નાથ નમેરા શાને આમ થાઓ ?
ચંદ્ર—પા તું ઘુંટ એક પ્રેમનો
મધુર—જાણું તમારા એ ચાળા એ છોગાળા.
જાઓ જાઓ દુર જાઓ—જાઓ.

મેનાંઃ— ૧૩

પ્રેમરંગ ઝુલે ઝુલો હૈયા હાર
ઝીલો આ જોબનનો બ્હાર—વ્હાલમા-પ્રેમ.
જંગ—કામણગારી જાઉં હું વારી
મેનાં—ચોર્યું ચીત્ત શાણા સરદાર-આજમારૂં-પ્રેમ.
પ્રેમે ફસાવી દીવાની બનાવી
જંગ—હું પણ દીવાનો દીલદાર-આજ બન્યો-પ્રેમ.

**ભાણો**— ૧૪

લટકે મટકે

બની લટક મટકતી ચાલ ચાલતી ચીતહરે ચતુરા વાહ

**જંગ**—વાહ ભાણી ભાબી વાહ

**ભાણો**—હું મનહર મદમાતી લચકાતી જોબનવંતી વાહ

ભાણા ભાઈ તો ભાણી બન્યા પણ અંદર પોલં પોલ

**મેનાં**—ગરજે કહેવો પડે ગધ્ધાને કાકો એવો જમાનાનો બોલ

**ભાણો**—છબા મારી બની ભારી

**જંગ**—જોઇ ભાન ભુલે સહુ વાહ-લટકે.

**સુશીલા**:— ૧૫

ચેતજો જગની જુઠી જંજાલ છે

ભાન ભુલે તો ભવમાં બે હાલ છે—ચેતજો

માયામાં મુરખા શું મલકાયે કોનાં ધન ધામ અને માલછે

અભીમાનમાં છેક જાયે છકીશું માથે તાકી રહયો કાલછે-ચેતજો

કાયાનો પાયો કાચો સમજવો માયા તણી મંધલાળ છે

અજ્ઞાને અથડામાં અંધા ધરનીનો વસમો હાલ છે—ચેતજો.

ખીલ્યાં તે ખરવાને કાજે સઉની અંતે એક ચાલ છે

કાળને કપાટે ઝડપાઇ જતાં કોઇ બુરા કોઇ બાલ છે-ચેતજો.

વારાંગના:-- ૧૬

જાઓજી નાહી રોકો હો નંદના કુમાર.

દેખે છે સખી મારી ઉભી છે જુઓ બ્હાર.

શામળીઆ જીવનહાર.........(૨)—નાંહી.

રાધે ઘેલી પ્રીતિની વેલી

અધર અમીરસ પાઓ અલબેલી

હઠ કરો શાને વ્હાલા જોશે કોઇ નાર........(૩)—નાંહી.

મધુર:—  ૧૭

અકળ છે આ કૃતિ જગતની ન્યારી
કળાયે નાહિ કોથી ખુબી એ ભારી
મુઢ વ્યર્થ ફરે અરે હું પદ ધારી—અકળ.
વિધિના લેખો કોથી ટાળ્યા ટળેના
એવું જાણે તોય અંધ બની
અભિમાને જાયે છકી છેક
શાને બને અવિચારી ? --અકળ.

મધુર:—  ૧૮

મોહે બનો શું અંધારે ઉંધા કરો શું ધંધારે
નવ ધર્મ તજો—હાંરે નવ ધમ તજો
કદાચ વિષ પાવું સ્હેલું પણ જેમ હણે છે પ્રાણ
પરસ્ત્રી સંગત તેવી જાણો જેવી છે નરકની ખાણરે
ડાહ્યા દીલમાં વીચારોરે
એળે જાયે જન્મારોરે—નવ ધર્મ તજો.
વિશ્વે વનિતા અનેક છે પણ સહુમાં એક વિલાસ
જેમ ગોરી કે કાળી ગાયના પયની છે સરખી મીઠા શરે-મોહે

સુશીલા:—  ૧૯

અબળાના બેલી વ્હાલા મારા સુંદર શ્યામહો
બહુનામી જગજનના સ્વામી લજ્જા રાખો શ્રી ભગવાન
નટવર નાગર દીનબંધુ કેશવ કરૂણાના સીંધુ
પ્રેમથી પ્રભુજી લ્યો ઉગારી—સુંદર શ્યામહો-બહુનામી.
વ્હાલા ગોવર્ધન ધારી લેજો વિનંતી સ્વીકારી
ભવ ભય હારી લ્યો ઉગારી—સુંદર શ્યામહો—બહુનામી.

જંગ— ૨૦

ચીઠી મીઠી મધુરી વાણી તારી

લાગે છે પ્યારી પ્યારી ડુલ્યો પ્રેમના તરંગમાં

ગુલાબ—મુને કીધી આભારી પ્રીતિ ધારી

પ્રીતમ જાઉં વારી રસીક રમો રંગમાં—મીઠી

જંગ—સાચા પ્રેમીની જોડ આજ જામશે

મારા દીલનાં દરદ સહુ વામશે

ગુલાબ—દાસી જીવન સંગી બનીને રાચશે

તુજ હુકમે સદાય પ્રાણ આપશે

જંગ—આવો આવો છબીલી પ્રેમ ઘેલી

રસીલી એ નવેલી ભેટો મને ઉમંગમાં—મીઠી.

મેનાં— ૨૧

પિયુજી આજ પ્રેમ રંગમાં રસે રીઝાવશું

ઉમંગ રંગ ઉરમહિં છલકાય—રંગ—આજ

જંગ—પ્રીતિનાં પાન પાઓ આવો અલબેલડી

રામા રસીલી તું દીલ વસેલી

મેના—નારી નવેલી હું પ્રેમની ઘેલી છું—પ્રેમ રંગમાં

ચંદ્ર— ૨૨

દાવદશા પલટે પલક પલકમાંહી

કોઇ સુખી નાંહી ખલકમાંહી—દાવ

ક્ષણમાં અમીરી ક્ષણમાં ફકીરી

એજ છાયા જગે છાઇ—દાવ

રંગ સંધ્યા તણા જેમ બદલાતા

તેમ સ્થીતિ સ્થીર નાંહીં—દાવ.

મલ— ૨૩

માય ડૉલી જીગર દે ખોલી
ઓ લવલી જૉલી
બોલો મધુર કોઇ બોલી
માય ડૉલી——માય ડૉલી.

કમ ડીઅર આશક પર પ્યાર કર
નહીં મલશે આવોકો જબર નર
કમ ડીઅર લવથી તું મારૂં દીલ હર
શરમાના ઘુંઘટ પટ દુર કર

બાલો—(જાઓ જાઓ આ ઢોંગ ?)
( કમ એલૉન્ગ, સૉન્ગ)
લીવ લૉન્ગ માય ડૉલી—માય ડાલી.

બાલો— ૨૪

કુંવારૂં રહેવું ઘણુંજ સારૂં બલ્યું પરણવાનું
મારો ધણી જો નહીં મલે તો જુગ જુગ રડવાનું—કાકાજી

મલ—પ્રેમથી રમાડું તને વ્હાલી હમેશાં ખાલી તું શીદ અકળાય.

જંગ—બાણીઆ દીકરા મુંગો મરી રહે નહીં તો ફજેતો થાય

બાલો—ઓ કાકા તમારૂં નખ્ખોદ જાય.
મેના તું ક્યારે હવે મારી થાય—નહીં તો-કુંવારૂં.

મધુર— ૨૫

તાત દયાળુ દેજો વર વરદાઇ
સંકટ ટાળો શીશુના કરસાઇ
પિપુના વિયોગે અટુલી અટવાઇ
તલખી વીલખી દીલ જાયે મુંઝાઈ

જાયે જીવન દોર તુટી વછુટી
યાચું શરણ તુજ અતિ સુખદાઇ—તાત

ચંદ્ર—

૨૬

પ્રાણુ ત્રિભાશંક બન્યો વિદારક
પાળી પંખી પ્રેમે ભોળું
છેહ દઇને દુઃખમાં રોળ્યું મેં
તે ત્રાસ, સ્હેવાયના—પ્રાણુ.
શાને બન્યો હું અવિચારી
હતી પ્રેમ ભોલી એ સતી નારી
થઇ અતિ અવિચારી, મતિ અતિ ક્રૂર ધારી
રીબાવી બાળા બીચારી
દુભાવી ભોલીને તે ત્રાસ સ્હેવાયેના—પ્રાણુ.

મધુર—

૨૭

એ...પિયુ પામી સહુ સુખ સ્વર્ગ કેરાંરે.
મને લાગે જગ પ્રેમનું ભરેલું રે હાં
ઝુલે દીલ પ્રેમને હીંડોળે
મૃદુ હેલાં, રહી રેલી લયો ઝીલી
ચંદ્ર—મુખ મલકે દૃગ પલકે અંતર ડુલે—ઝુલે.
પ્રીતિની દેવીને અંતર ધારૂં
ધન્ય માનું આજે જીવન મારૂં
જાઉં સાન ભાન ભુલી, કુંજ કુંજ ઝુલી
પિઉં કાન્તિ મીઠી મધુરી
ચંદ્ર—રસભીનાં અંતર આ પ્રેમે ડુલે—ઝુલે.

મધુર— ૨૮

જય જય વ્હાલા વીશ્વાધાર
વિશ્વ વ્યાપક દીનબંધુ ગુણના ભંડાર-જય
અલખ લખ ઘટ ઘટ મનોહર લીલા અપરંપાર
તવ કૃતિ ગતિ અગમ નિગમ પામે નહી કો પાર-જય
શીર સંકટ ન્યાયીને અન્યાયી દુઃખ મોઝાર
રમ્ય શી રચના જગતમાં કીધી તેં કીરતાર—જય

મધુર— ૨૯

પંથ સતી ન્યાળેરે કંથનો
ભેદ નહીં જેમાંરે ભગવંતનો
સુખ દુઃખમાંહી સદાય બનતી જીવન સંગી પ્રેમદા
પિયુ દર્શનથી દીવાની થાતી પ્રેમની રંગી સર્વદા
જાપ જપે છે નાથ નામનો
વિશ્વ પિયુમાં દેખેરે
છે પ્રિયતમ ગુણની એ ઘેલી
જગદેવી જશવંત——પંથ.

સુશીલા— ૩૦

જગતમાં સ્વારથ મય સંસાર
સ્વારથનો વ્હેવાર—જગતમાં
માત તાત સુત ભ્રાત સંહારે
સ્વારથ અંધ કુમતિ અતિ ધારે
સ્વારથ સર્યે પોબાર——જગતમાં.
ધર્મ અધર્મ કાંઇ ન વિચારે
સ્વાર્થ કાજ સ્નેહીને મારે
સહુ સ્વારથના યાર——જગતમાં

મેના— ૩૧

રમું રંગે પ્રીતમજીના સંગે ઉછંગે
શો છવાયે આનંદ અંગ અંગે—રમું.

જંગ—ચટક મટક ચમકદાર શી તમારી દીલદાર
વ્હાલી રસીલી જાઉં બલીહાર

મેનાં—પ્રેમે દીવાની કીધી ભોળીનાર

જંગ—ભાવધરી પ્રિયપ્રાણ ભેગે ઉમંગે— રમું.

મલ—ભાણી— ૩૨

જાઓ જાઓ મને ન સતાવો
પ્રીતમજી ઘેલા છો મન મેલા
માનો માનો શાને શરમાઓ છબીલાં ઘેલા છો અલબેલા
બન્ને સાથે રંગ રાગ કરીશું
મીસ્ટર મીસીસ બન્ને સાથે ફરીશું
આમ બનો છો શાને અધીરા
ટેવ તમારી મને ના ગમે—જાઓ

મેના— ૩૩

આવો આવો છેંલા.

જંગ—આવો રસ ઘેલાં

મેનાં—પ્રેમ ઘેલા અલબેલા

જંગ—છો રસીલાં—આવો

મેનાં—પ્રેમવારી પ્રીતે પ્યારા પાઉં

જંગ—વાહ વ્હાલી વારી વારી જાઉં
પ્રિય આવો

મેનાં—મન ભાવો

જંગ—લઈએ—લ્હાવો ઘેલા છેલા—આવો

મધુર—

૩૪

અહા આજે આનંદ હું ધારૂં

હું પામી આજે સુખ

જાળ છેદી પાપીઓને હું સંહારૂં—અહા.

વિશ્વ વિનાયક છો સુખદાયક

લજ્જા રાખી વ્હાલા હો જગનાયક

સ્વામીને પામીને સુખે વિરામી હું

ધન્ય ઘડી દિન આજ અનુપમ

મંગલ પામી હું મારૂં—

સર્વે—

૩૫

મંગલ દિન આજે આનંદ અપાર

સુખી થયાં આજે સહુ

સહુજન બનો એમ સુખી જગત મોઝાર...મંગલ.

કરો ઈશ દ્રગ અમીભરી આ જગતપર

ભરો સહુ સ્થળમાં શાંતી

પુન્ય પંથ જયકારી, પાપીના અંતે ખુવારી

કરજો વિભુજી સહુનો ઉધ્ધાર...મંગલ.

